उषा प्रकाशन



# श्रद्धांजलि

# શ્રદ્ધાંજલિ

## ક્રાંતિવીર
## પંડિત શ્યામજી કૃષ્ણવર્માને



કવિ- શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યા

## *Pandit Shyamaji & Shrimati Bhanumati Krishnavarma*







Urns of
Pandit Shyamaji &
Shrimati Bhanumati
Krishnavarma






Pandit Shyamaji Krishnavarma Library at Sorbonne University, Paris
—Institute of Indian Civilisation






# પ્રસ્તાવના

પંડિત શ્યામજી કૃષ્ણવર્મા એક એવાં મહાન રાષ્ટ્રવાદી નેતા હતાં કે જેમણે ભારતની સ્વતંત્રતા માટે મહાત્મા ગાંધીજીનાં ભારતીય સ્વાતંત્ર સંગ્રામનાં આંદોલનની ચળવળનાં અભિયાનમાં પ્રવેશ કરવાનાં પંદર વર્ષ પહેલાં તેમણે ભારતનાં શત્રુ બ્રિટીશ સામ્રાજ્યનાં દેશમાં અને તેમનીજ રાજધાનીનાં શહેરમાં ભારતની સ્વતંત્રતા માટે એક ક્રાંતિકારી ચળવળ શરુ કરી હતી. પંડિત શ્યામજી કૃષ્ણવર્માએ ૧૯૦૫નાં વર્ષમાં લંડનમાં સ્વરાજ્યની લડત માટે ‘ ઈન્ડીયન હોમરૂલ સોસાયેટી’ નામની સંસ્થાની સ્થાપના કરી હતી.  ભારતની સ્વતંત્રતા માટે ભારત બહાર અને શત્રુ શાશક્નાં દેશમાં રહી તેમને લલકારનારાં શુરવીર પંડિત શ્યામજી સર્વપ્રથમ ભારતીય હતાં. આ ઉપરાંત તેમણે ભારતની સ્વતંત્રતા માટે પ્રચાર, પ્રસાર અને વિશ્વનાં લોકોનો જનમત મેળવવાનાં મહાઆશયથી ‘ધ ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ’ નામનાં માસિક સમાચાર પત્ર શરૂ કર્યું હતું અને વધુ અભ્યાસાર્થે લંડન આવતાં ભારતીય વિદ્યાર્થીઓને ક્રાંતિકારી સ્વાતંત્ર્ય લડવૈયાઓ બનાવવાં ‘ઈન્ડિયા હાઉસ યાને ભારત ભવન’’ છાત્રાલયની સ્થાપનાં કરી હતી. પંડિત શ્યામજીએ પોતાનાં માન ,પદ, મોભ્ભો અને અઢળક કમાણીને ઠોકર મારી પોતાનું તન મન, ધન અને સમય એમ સર્વસ્વ માં ભારતને મુક્ત કરાવવાં સમર્પણ કરી દીધું હતું તેમજ સારુંએ જીવન દેશવટો ભોગવ્યો હતો. આવાં મહાન રાષ્ટ્રવાદી નેતાની ભારતની સ્વતંત્રતા બાદ ભારત સરકારે અવગણના કરીને અવજ્ઞા જ કરી છે. ભારતમાં શ્રી મંગળભાઈ ભાનુશાળીની આગેવાની હેઠળ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા સ્મારક સમિતિ અને ઈંગ્લંડમાં શ્રી હેમંતકૂમાર પાધ્યાની હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમે પંડિત શ્યામજીનાં સંસ્મરણોની જ્યોતને અખંડ જલતી રાખવાનાં સંયુક્ત અને ભગીરથ અભ્યાનેજ પંડિત શ્યામજીનાં અસ્થીને ભારત લાવવાંમાં સફળતા પ્રાપ્ત થઈ છે. જેમાં ગુજરાત સરકાર અને મુખ્યમત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદીનો સહયોગ અને સહકાર પણ પ્રશંશનીય છે.

મહાન રાષ્ટ્રવાદી સ્વતંત્ર્ય સેનાની ક્રાંતિવીર પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં સંસ્મરણોને જ્વલંત રાખવાનાં અને તેમને યોગ્ય શ્રદ્ધાંજલી સમર્પણ કરવાનાં ઈંગ્લંડ રહેવાસી અને મૂળ ભારતનાં શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યાનાં શ્યામજીનાં ઘર પર સ્મૃતિતક્તી તેમજ ઓક્સફર્ડ અને પેરીસ્ની વિશ્વવિદ્યાલયોમાં શ્યામજીનો રૌપ્યચંદ્રક સ્થાપિત કરાવવાનાં, ઈન્ડિયન ઈંસ્ટિટ્યુટ પુસ્તકાલયમાં શ્યામજીનૂમ ચિત્ર અનાવરણ કરાવવાનાં અને પુસ્તકો પ્રકાશિત કરવાં જેવાં અનેક પ્રશંશનીય કાર્યોની શ્રુંખલામાં પંડિત શ્યામજી કૃષ્ણવર્માને કાવ્યાંજલિ સ્વરૂપ અર્પણ કરેલ આ ‘’શ્રદ્ધાંજલિ’ પુસ્તક નાં પ્રકાશનને રાષ્ટ્રવાદી અને ક્રાંતિવાદી ભારતીય લોકો અને પંડિત શ્યામજીનાં ચાહકો સહર્ષ સત્કાર કરી આવકારશે એવી અમારી અભ્યર્થના.

**પ્રકાશક - ઉષા પ્રકાશન**



# લેખક પરિચય



શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યાનો જન્મ પહેલાંનાં મુંબઈરાજ્યનાં થાણા જીલ્લાનાં અને હાલનાં ગુજરાત રાજ્યનાં વલસાડ જીલ્લાનાં પારસીઓ નાં ઐતિહાસિક સ્થળ સંજાણ નજીક ખત્તલવાડા ગામે થયો હતો. સુરતની પી.ટી.સાયન્સ કોલેજમાં અભ્યાસ કરી દક્ષિણ ગુજરાતની વિશ્વવિદ્યાલયમાં રસાયંણ શાસ્ત્ર અને ભૌતિક્શાસ્ત્રમાં બી.એસસી.ની સ્નાતક પદવી પ્રથમ વર્ગમાં પ્રાપ્ત કરી હતી. ત્યારબાદ હાફ્કીન ઈંસ્ટીટ્યુટ ઓફ રીસર્ચ એન્ડ બયોફાર્માસ્યુટીકલ , પરેલ, મુંબઈમાં અભ્યાસ કર્યાં બાદ અનુસ્નતક્નાં વધુ અભ્યાસાર્થે ૧૯૭૬માં બર્મિંગહામ, ઈંગ્લંડ, આવ્યાં હતાં. પરદેશમાં આગમન બાદ અભ્યાસની સાથે સાથે તેમણે આર્ય ધર્મ, સંસ્કૃતિ, પરંપરા અને ભાષાને જીવંત અને જ્વલંત બનાવવાં અભિયાનમાં પોતાનો અમુલ્ય ફાળો પ્રદાન કરવાનાં શ્રી ગણેશ કર્યાં હતાં. તેઓ ઈંગ્લંડની કેટલીક સ્થાનિક સંસ્થાનાં સંસ્થાપક પ્રમુખ અને અન્ય રાષ્ટ્રીય અને આંતર રાષ્ટ્રીય સંસ્થાઓનાં સદસ્ય પણ છે. હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ નામે તેમણે ૧૯૯૫માં સ્થાપેલ સંશોધન સંસ્થાએ ભારતનાં મહાન ક્રાંતિકારી સ્વાતંત્ર્યસેનાપતિ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને તેમનાં પત્નીનાં અસ્થિકુંભોને તોંતેર[૭૩] વર્ષ પછી ૨૦૦૩માં ભારત લાવવાનાં ભગીરથ કાર્યમાં મુખ્ય, મહત્વનો અને અગત્યનો ભાગ ભજવ્યો હતો. જીનીવાની સરકાર વીલે ડી જીનીવાનાં હોદ્દેદારો તેમજ શ્યામજીનાં વસિયાતનામાંનાં સંસ્થાપક વકિલ સાથે અનેક પત્રવ્યવહારો અને રૂબરુ મુલાકાતો કરીને તેમની અસ્થિઓને ભારત લાવવામાટેનાં પ્રયત્નને મૂર્ત સ્વરુપ આપ્યું હતું. ઉપરાંત ઈંગ્લંડમાં ક્રાંતિગુરુ રાષ્ટ્રપિતામહ પંડિત શ્યામજી કૃષ્ણવર્માના સંસ્મરણોને સજીવન કરી તેમનાં નામ અને કાર્યને સન્માનીત કરાવવમાં શ્રી હેમંતકુમારનું કાર્યસમર્પણ અને ભક્તિભાવ અપુર્વ અને અણમોલ છે. પંડિત શ્યામજીની સ્મૃતિને ઇંગ્લંડમાં જ્વલંત રાખવાં શ્યામજીનાં હાઈગેટ સ્થિત નિવાસ્થાને સખત પ્રયત્નો બાદ સ્મૃતિ તક્તી લગાવવામાં સફળતા પ્રાપ્ત કરી તેનાં અનવરણ સમારંભમાં એક ચાંદીનો સિક્કો અને સંભારણાં અંક પ્રકાશિત કર્યો હતો. પાંચ વર્ષનાં અથાગ પરિશ્રમ બાદ ઓક્ષફર્ડ યુનિવર્સિટીમાં સંસ્કૃતભાષા, વ્યાકરણ અને સાહિત્ય તેમજ આર્યધર્મ અને ધર્મશાસ્ત્રોનાં અધ્યયન પર અભ્યાસ અને શોધખોળ કરનારાં સુયોગ્ય શંશોધકને દર બે વર્ષે સીલ્વર મેડલનું પારિતોષિક સ્થાપીત કર્યું અને ઈન્ડિયન ઈંસ્ટીટ્યુટની લાયબ્રેરીનાં હોલમાં સર મોનિયર વિલીયમ્સનાં તૈલીચિત્ર સાથે તે હોલમાં પંડિત શ્યામજીનાં ચિત્રને સ્થાન આપવાં સમજાવી ત્યાં પંડિત શ્યામજીનાં ચિત્રનું અનાવરણ પણ કરાવ્યું આ ઉપરાંત પેરીસની સર્બોર્ન યુનિવર્સિટીમાં કોલેજ ડિ ફ્રાન્સમાં પણ પંડિત શ્યામજીની સ્મૃતિમાં રજતચન્દ્ર સ્થાપિત કરાવ્યો છે. પંડિત શ્યામજીની સ્મૃતિને અને કાર્યોનો પ્રચાર પ્રસાર કરવાં માટે તેઓએ ફ્રાન્સ, બ્રિટન અને સ્વિટ્ઝરલેન્ડ્માં વિવિધ જગ્યાએ પ્રદર્શનો યોજ્યાં છે.

વિદ્યાર્થીકાળથી લેખન કાર્ય શ્રી હેમંતકુમારનો શોખ રહ્યો છે. તેઓ કાવ્યો, ભજનો, શૌર્યગીતો નાં કવિ અને ધાર્મિક, રાજકીય અને સામાજીક નિબંધોનાં લેખક પણ છે. આપણાં સ્વસ્તિક પ્રતિક પર પ્રતિબંધ લાદવાનાં

યુરોપની ધરાસભાનાં ધારાનો વિરોધ કરવાં લખેલ લેખ '' હેન્ડઝ ઓફ આવર સેક્રેડ સ્વસ્તિકા' ઘણોજ પ્રખ્યાત છે. તેમણે સંસ્થાના સામાયિક પત્રોનું પ્રકાશન તેમજ પોતાનાં કાવ્યોનું પુસ્તક 'દર્દ' અને પોતાનાં લખેલાં રાષ્ટ્રવાદી ગીતોની ઑડિયો સીડી 'જય હિંદુત્વમ' પ્રકાશીત કરી છે.  આ ઉપરાંત 'સત્યનારાયણની કથા', 'હિંદુ ધર્મ' અને 'સ્વામિ વિવેકાનંદ'નું સંક્ષિપ્ત જીવન ચરિત્ર, અને પંડિત શ્યામજી કૃષ્ણવર્માનાં જીવન પર આધારીત સંપૂર્ણ રંગીન, દળદાર અને સર્વપ્રથમ ઐતિહાસિક ચિત્રજીવનીનાં પુસ્તક '' ફોટોગ્રાફિક રેમેનિસન્સ ઓફ પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા' અને ક્રાંતિકારી પંડિત શ્યામજીકીઅમર કહાની' ડિવીડી પ્રકાશીત કરવાનો શ્રેય શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યાને જ ફાળે જાય છે. ભારતનાં મહાન ક્રાંતિકારી સ્વતંત્ર્ય સેનાની પંડિત શ્યામજીને પોતાની હાર્દિક શબ્દાંજલિ સ્વરૂપ પ્રથમ પુસ્તક 'કાવ્યાંજલિ'નાં પ્રકાશન બાદ હાલ તેમણે પોતાની કાવ્યકૃતિનું બીજું પુસ્તક 'શ્રદ્ધાંજલિ' પણ પ્રકાશિત કર્યું છે. આ ઉપરાંત શ્યામજીની સ્મૃતિને જ્વલંત રાખવાનાં અભિયાનમાં પોતાનાં સંશોધનો અને પ્રાપ્ય માહિતી પર અવલંબિત શ્યામજીનાં જીવન અને કાર્ય પર એક દળદાર પુસ્તક આવતા પ્રકાશિત કરવાની પણ ભાવી યોજના સ્વરૂપ લઈ રહી છે. આ રીતે પરદેશમાં રહેવાં છતાં પણ શ્રી હેમંતકુમારે આપણાં ધર્મ, સંસ્કૃતિ, સાહિત્ય, રાષ્ટ્રપ્રેમ અને દેશભક્તિ જેવાં વિવિધ ક્ષેત્રોમાં પોતાનો અમુલ્ય ફાળો અર્પણ કર્યો છે.



## જય હો.. જય હો.. જય હો..

જય હો.. જય હો.. જય હો.. પંડિત શ્યામજીની જય જય હો.
જય હો.. જય હો.. જય હો.. પંડિત કૃષ્ણવર્માની જય જય હો.
જય હો.. જય હો.. જય હો..
કચ્છીસુત તું, હિંદુવીર તું ભારતને પ્રશંશા તમે અપાવી...
ગુજરાતી સુપુત, મુંબઈકર તું , મુંબઈરાજ્યની શાન વધારી
જય હો.. જય હો.. જય હો..
સંસ્કૃતજ્ઞ તું, લેટિનજ્ઞ તું, ઓકસફર્ડ યુનીમાં તમે નામ ઉજાળ્યું.
ધર્મજ્ઞાતા તું, શાસ્ત્રનિપૂણ તું, માં ભારત ભૂમિનું નામ દિપાવ્યું.
જય હો.. જય હો.. જય હો..
દયાનંદ શિષ્ય તું, સ્પેન્સરવાદી તું, બન્યો તું સ્વતંત્ર્ય સેનાની.
ક્રાંતિકારી તું, રાજનીતિજ્ઞ તું, સ્વતંત્રતાની ચળવળ તમે ચલાવી..
જય હો.. જય હો.. જય હો..
હિંસાવાદી તું, અહિંસાવાદી તું, હર યુક્તિઓને તમે અજમાવી.
દાનવીર તું, રણનીતિજ્ઞ તું, લંડનમાં ક્રાંતિજ્વાળા તમે પ્રગટાવી.
જય હો.. જય હો.. જય હો..
સ્વાતંત્ર્યવાદી તું, ક્રાંતિવાદી તું, ક્રાંતિવીરોની છાત્રાલય તમે બનાવી.
ભિખાઈજી ગુરૂ તું, વિનાયક ગુરૂ તું, સ્વાતંત્ય દીક્ષા તમે લેવડાવી.
જય હો.. જય હો.. જય હો..
પીઢપત્રકાર તું, પીઢપ્રચારક તું, જગમાં નવજાગૃતિને તમે જગાડી.
ક્રાંતિગુરૂ તું, સ્વાતંત્ર્યસેનાની તું, ક્રાંતિની જ્યોતને તમે જલતી રાખી.
જય હો.. જય હો.. જય હો..
વિદ્યાદાતા તું, દાનવીર કર્ણ તું, નીતનવી શિષ્યવૃત્તિઓ તમે બનાવી,
આર્યવીર તું ધર્મવીર તું, માં ભારતની સેવામા સારી ઉમર તમે વિતાવી.
જય હો.. જય હો.. જય હો..
રાષ્ટ્રપ્રેમી તું, રાષ્ટ્રભક્ત તું,. દેશપ્રેમની પરિભાષા સૌને તમે સમજાવી
ભારત ભડવીર તુ, ભારત રત્નતું, માં ભારતને તમે સ્વતંત્રતા અપાવી.
જય હો.. જય હો.. જય હો..

## ઓ શ્યામજી તમને અમે.....

ઓ શ્યામજી તમને અમે, ભાવે ભરી કરીએ નમન.
શ્રદ્ધાંજલિ અમ પ્રેમપુષ્પની, સ્વિકારજો તમે હરજનમ.
ઓ શ્યામજી તમને અમે.....
તારી અજોડ રાષ્ટ્રભક્તિની, સરખામણી કદી થાય નાં.
તારાં અમૂલ્ય બલીદાનની, કિંમત કદીએ ચૂકવાય નાં.
ઓ શ્યામજી તમને અમે.....
તારીએ માતૃભૂમિ ભક્તિની, તુલના કદી કરી શકાય નાં.
તારી એ ત્યાગ ભાવનાની, જોડી કદી શોધી શકાય નાં.
ઓ શ્યામજી તમને અમે.....
તમને કહું રાષ્ટ્રપિતામહ, કે કહું સ્વાતંત્ર્ય સર સેનાપતિ.
હર કોઈ પદવી અસમર્થ છે, તુજ નામ ને તો દીપાવવાં.
ઓ શ્યામજી તમને અમે.....
કરતાં પ્રશંશા તુજ નામની, મુજ કલમ પણ થાકી જાય છે.
કહેતાં કથની તુજ રાષ્ટ્રપ્રેમની, મુજ મુખ પણ થાકી જાય છે.
ઓ શ્યામજી તમને અમે.....
શોધું છું હું અર્પવાં એ પુષ્પને, ભારતનાં હર કોઈ ઉદ્યાનમાં,
જે સર્વદા સુગંધીત રહે ને, ક્યારેય કદી પણ કરમાયનાં.
ઓ શ્યામજી તમને અમે.....

## દોહો-

હે.. સ્વતંત્રતાનાં ઈતિહાસમાં, બસ ગાંધીજી અને જવાહરની  છે બોલમ બોલ.
પંડીત શ્યામજીને તો ભુલાવી દીધાં........., એમનો ક્યાંયે કર્યો નથી ઉલ્લેખ.
ભારતના સ્વાતંત્ર્ય બલીદાનમાં, એમનું યોગદાન છે મહા... વિષેશ.
તન મન ધન સર્વ અર્પણ કર્યું...,,,, માં  ભરતને સ્વતંત્ર કરવાને કાજ.
ગાંધીજી કરતાં પંદરવર્ષ પહેલાં, અહિંસા,અસહકારનાં પઢાવ્યાં એણે પાઠ.
એનાં જેવો બલિદાની બીજો કોઈ નથી.., એતો ગુજરાતનો છે સર્વપ્રથમ નાથ.
રાષ્ટ્ર સન્માનનાં એ સદા હકદારને....., હવે તો અર્પો ભારતરત્નનાં સન્માન.
એ મહાન ક્રાંતિકારી  ભડવીર યોદ્ધાને....., હવે તો કરો સૌ કોટિ કોટિ પ્રણામ.

બોલો ક્રાંતિવીર પંડિત શ્રી શ્યામજી કૃષ્ણવર્માની જય ।

**ધન્ય ધન્ય હો શ્યામજી તમને.....**

ધન્ય ધન્ય હો શ્યામજી તમને, ક્રાંતિજ્વાળા તમે સળગાવી.
ક્રાંતિમાર્ગનો ઉપદેશ આપીને,સ્વતંત્રતા વહેલી તમે અપાવી.
ધન્ય ધન્ય હો શ્યામજી તમને.....
માં ભારતની સ્વતંત્રતા કાજે, કલમતલવાર તમે તો ચલાવી,
શિથિલ થયેલાં શૂરવીરોમાં, ફરી નવચેતના તમે તો જગાડી.
ધન્ય ધન્ય હો શ્યામજી તમને.....
ઈંગ્લંડ, યુરોપ ને સારાં જગમાં, ભારતની ભૂંડી દશાને વર્ણાવી.
અંગ્રેજોનાં આતંકી અત્યાચારો સામે, જનજાગૃતિને તમે જગાવી.
ધન્ય ધન્ય હો શ્યામજી તમને.....
લાખો પીડીત ભારતવાસીઓને, ક્રાંતિ કરવાની દિશા  દર્શાવી.
માન મોભ્ભો ધન કિર્તી છોડીને, સ્વાતંત્ર્ય ધૂણીને તમે ધખાવી.
ધન્ય ધન્ય હો શ્યામજી તમને.....
માં ભારતનાં શીશમુંગટ તમે છો,  હિંદુરાષ્ટ્રનાં તમે છો હિમાલય.
હિંદુઓનાં હિરાં મોતી તમે છો, માં ભારતનાં તમે ભડવીર સપૂત..
ધન્ય ધન્ય હો શ્યામજી તમને.....
ક્રાંતિકારીઓનાં પિતામહ તમે છો, સ્વાતંત્યસંગ્રામનાં તમે સેનાની.
નિઃસ્વાર્થી મહાન પુરુષ તમે છો, અર્પી તમે તન મન ધન બલીદાની.
ધન્ય ધન્ય હો શ્યામજી તમને.....
અજોડઅદ્વિત્ય છે રાષ્ટ્રભક્તિ તમારી, કોઈ સાથે એતો નાં સરખાણી.
ભારતનાં મહાસ્વાતંત્ર્ય પુરાણમાં,  સદા અમર રહેશે તમ બલીદાની.
ધન્ય ધન્ય હો શ્યામજી તમને.....



## હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર

હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર પંડિત શ્યામજી રે લોલ.
હે માતા ભારતીનો વિરલો, પંડિત શ્યામજી રે લોલ.
હે....શ્યામજી કૃષ્ણવર્મા પડ્યું એનું નામજી રે લોલ.
હે.. એણે દિપાવ્યું ભારત ભૂમિનું નામજી રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
એણે જન્મ લીધો કચ્છનાં માંડવી ગામમાં રે લોલ.
૧૮૫૭ નાં સ્વતંત્ર્ય સંગ્રામનાં શુભ વર્ષમાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
ભુજમાં ભણતર પુરૂં કરીને એ મુંબઈ આવીયો રે લોલ.
અતી પરીશ્રમ કરીને અહીં અભ્યાસ આદર્યો રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
સંસ્કૃત ભાષામાં પારંગત બનીને પંડિત  થયો  રે લોલ.
ભારતભરમાં ભમીને વેદ વ્યાખ્યાનો આપીયાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
સ્વામિ દયાનંદજીનાં એતો પ્રથમ પટ્ટશિષ્ય થયાં રે લોલ.
કાકડવાડી મુંબઈમાં આર્ય સમાજ સ્થાપીત કર્યાં  રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
સંસ્કૃતભાષાનાં જ્ઞાનથી મોનિયેરના મન મોહી લીધાં રે લોલ.
પ્રાધ્યાપકે ઓક્સફર્ડ આવવાનાં આમંત્રણ એને પાઠવ્યાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
સ્વામિ દયાનંદજીનાં આષિશ લઈને એ ઈંગ્લંડ ગયાં રે લોલ.
ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયમાં જઈને  નામને ઉજાળ્યાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
અનુસ્નાતકની પ્રથમ પદવીનાં પ્રમાણપત્ર એણે મેળવ્યાં રે લોલ.
સાથે સાથે કયદાશાસ્ત્રીની પરીક્ષામાં પણ સફળ થયાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
સંસ્કૃત ભાષા જીવંત હોવાના પ્રમાણ વિશ્વને આપ્યાં રે લોલ.
અંગ્રેજોની સંસ્થાઓના મોટા માનસન્માનો એણે  મેળવ્યાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
માન પદવી મોભ્ભો લઈને ભારત પાછાં એ પધારીયાં રે લોલ.
વિવિધ રજવાડાંનાં દિવાનપદોને એમણે સંભાળીયાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો

અંગ્રેજોની કુટિલ રાજનિતીથી નાશીપાશ થયાં રે લોલ.
અંગ્રેજોનાં જોહુક્મી અત્યાચારોથી ઘણાં દુઃખી  રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
માં ભારતની પરતંત્રતાથી ઘણાં એ પીડિત  થયાં રે લોલ.
માતૃભૂંમિને સંપૂર્ણસ્વતંત્ર કરવાનાં સ્વપ્નો સેવીયાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
બાલ ગંગાધર તિલકનાં સંપર્કમાં શ્યામજી આવીયાં રે લોલ.
રાષ્ટ્રભક્તિનો ભારેલો જ્વાળામુખિ હવે ભડકી ઊઠ્યો રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
માતૃભૂંમિ કાજે સર્વશ્વ અર્પણ કરવાનાં શપથ લીધાં રે લોલ.
માતૃભૂંમિને અંતિમ નમન કરીને ઈંગ્લંડ પાછાં આવ્યાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
બ્રિટીશ સામ્રાજ્યને લલકારવાં એ લંડનંમાં આવ્યાં રે લોલ.
લંડનંમાં રહીને સ્વતંત્રતાની ચળવળ એણે શરુ કરી રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
અથાગ પ્રયત્નો કરી બ્રિટનંમાં એણે જનમત મેળવ્યો રે લોલ.
કેટલાએ બ્રિટીશ સાથીઓને સમજાવી સહકાર મેળ્વ્યો રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
૧૯૦૫નાં વર્ષમાં "ઈંડીયન હોમરુલ"ની સ્થાપના કરી રે લોલ.
ભારતના સંપુર્ણ સ્વરાજ માટૅ ઍમણે માંગણી કરી રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
એજ વર્ષમાં "ઈંડીયન સોસીયોલોજિસ્ટ"ને પ્રકશિત કર્યું રે લોલ.
દેશ વિદેશમાં સ્વતંત્રતાના સુરોને એમણે વહેતાં કર્યાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
ક્રાંતિકારી લેખો લખીને બ્રિટીશ સામરાજ્યને ધ્રુજાવીયું રે લોલ.
તીખાતમતમતા ભાષણો આપીને જનજાગૃતિને લાવીયાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
યુવાનોને ક્રાંતિકારી બનાવવાંનુ કાર્ય એમણે આરંભ કર્યું રે લોલ.
વિદ્યાર્થીઓને રહેવાં "ભારત ભવન" છાત્રાલય બનાવીયું રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
રાણા કામા હર્દયાલ સાવરકર મદનને એણે દીક્ષા દીધી રે લોલ.
સ્વાતંત્ર્યનાં સંગ્રામમાં નવયોદ્ધાઓને એમણે ઉભાં કર્યાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર

બ્રિટીશ સામ્રાજ્યની રાજધાનીમાં એણે થાણું નાખીયું રે લોલ.
શત્રુઓના રાષ્ટ્રમાં રહીને શત્રુઓને એણે પડકાર્યાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
પ્રથમ શાંતિને અહિંસાનાં પ્રયત્નો એમણે આદર્યાં રે લોલ.
છેવટે સશસ્ત્રક્રાંતિના આદેશ પણ એમણે આપીયાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
ગોળી વિસ્ફોટકોથી ક્રૂર બ્રિટીશરોને મારવાંની હાકલ કરી લોલ.
ક્રાંતિકારી પ્રવૃત્તિથી  બ્રિટીશ શાશન થર થર કાંપીયું રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
પંડિત શ્યામજીને પકડવાં શાશને પ્રપન્ચો રચીયા રે લોલ.
બ્રિટીશશાશનને હાથતાળી દઈ પેરીસ ચાલ્યાં ગયાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
પેરીસમાં રહીને ક્રાંતિકારી મથક એમણે ઉભું કર્યું રે લોલ.
ગોળી બારૂદ અસ્ત્રશસ્ત્રોને ભારત એમણે મોકલ્યાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
પેરીસમાં પણ બ્રિટીશ જાસુસો એમની પાછળ પડ્યાં રે લોલ.
પ્રથમ વિશ્વયુદ્ધ સમયે પેરીસથી પલાયન થઈ ગયાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
બ્રિટીશ જાસુસ તંત્રને બનાવીને એ જીનીવા આવ્યાં રે લોલ.
મૃત્યુ પર્યંત જીનીવામાં રહીને કાર્યો કરતા રહ્યાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
જીવનનાં અંત સુધી સ્વતંત્રતા માટે ઝઝુમતાં રહ્યાં રે લોલ.
માતૃભૂમિને તન મન ધન સર્વસ્વ અર્પણ કરતાં ગયાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
જીવન ભર માતૃભૂમિનાં દર્શન માટે એ ઝંખતા રહ્યાં રે લોલ.
અંતે અસ્થિઓને ભારત લાવવાનાં કરારો કરતાં ગયા રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
સ્વતંત્રતા પછી ભારત સરકારે એની અવગણના કરી રે લોલ.
અંતે હેમંત,મંગળને કિરીટનાં પ્રયત્નો અતીસફળ થયાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
ગુજરાતનાં મુખ્ય મંત્રી નરેન્દ્રજી જીનીવા આવીયાં રે લોલ.
વાજતે ગાજતે અસ્થિઓને લઈને બધાં ભારત પધાર્યાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો

વીરાંજલી યાત્રા રુપે મુંબઈ રાજ્યમાં બધે ફેરવ્યા રે લોલ.
પંડિત શ્યામજીની જયકરથી સાથે સર્વેએ એને વધાવીયાં રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
સ્વતંત્રતાનાં છપ્પન વર્ષ પછી એનાં સ્વપ્નો પરીપુર્ણ થયાં રે લોલ.
એ ભડવીર ક્રાંતિકારીને સુયોગ્ય શ્રધ્ધાંજલી સર્વે અર્પણ કરી રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
શ્રધ્ધાંજલી રથમાં સવાર થઈને અસ્થિઓ માંડાવી પધાર્યા રે લોલ.
પંડિત શ્યામજીનાં એ અંતીમ મનોરથ હવે પરિપુર્ણ થયા રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
પંડિત શ્યામજી તો માં ભરતીનાં પહેલાં પનોતા પુત્ર હતાં રે લોલ.
ગાંધીજી તો શ્યામજીનાં આદેશોને બસ અનુસર્યાં હતાં રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો
શ્યામજીને સમકક્ષ નથી કોઈ બીજો એકે સ્વતંત્ર્ય વિરલો રે લોલ.
એને સન્માનિત કરો ભારતરત્ન ને રાષ્ટ્રપિતામહનાં મહામાનથી રે લોલ.
....હે ભુલા ભાનુશાળીનો સુપુત્ર
જે ગાએ ને સાંભળે શ્યામજીનો આ ગૌરવભર્યો ગરબો રે લોલ.
પામે છે તે રાષ્ટ્રપ્રેમને બલીદાનની પવિત્ર પ્રેરણા રે લોલ.
....હે માતા ભારતીનો વિરલો



## પ્રણામ પ્રણામ હો પ્રણામ.....

પ્રણામ પ્રણામ હો પ્રણામ, પંડિત શ્યામજીને હો પ્રણામ.
પ્રણામ પ્રણામ હો પ્રણામ, મહા ક્રાંતિવીરોંને હો પ્રણામ.
હે ક્રાંતિવીર પંડિત શ્યામજીને, હો લાખો લાખો પ્રણામ.
સુવર્ણ અક્ષરે હવે તો લખો, તમે એમનું શુભ મંગળ નામ.
પ્રણામ પ્રણામ હો પ્રણામ.....
માં ભારતના પુનિત પુત્રએ, ખેલ્યાં સ્વાતંત્રતાનાં સંગ્રામ.
ગુજરાતનાં સર્વપ્રથમ એ, સ્વાતંત્ર્યવીર છે પંડિત શ્યામ.
હે ક્રાંતિવીર પંડિત .....
આર્ય સંસ્કૃત ભાષાનાં એતો, જગમાં હતાં મહાવિદ્વાન.
ઓક્સફર્ડ યુનિવર્સીટીમાં જઈને,એણે તો દિપાવ્યું નામ.
પ્રણામ પ્રણામ હો પ્રણામ.....
લંડનમાં રહીને એણે, કર્યાં મહાક્રાંતિકારીનાં કામ.
અનેક ક્રાંતિકારીઓનાં, એણે કર્યાં છે નવ નિર્માણ,
હે ક્રાંતિવીર પંડિત .....
બ્રિટીશ સામ્રાજ્યને ઉખેડવાંનાં, આરંભ્યા એણે કામ.
હાકલ કરી એણે વિશ્વમાં, સંપૂર્ણ સ્વરાજને કાજ.
પ્રણામ પ્રણામ હો પ્રણામ.....
માં ભારતને સ્વતંત્ર કરવાંને, દીધાં એણે તન મન ધનનાં દાન.
માતૃભૂમિનાં સ્વાતંત્ર્ય યજ્ઞમાં, શ્યામે હોમ્યાં છે સ્વયંનાં પ્રાણ.
હે ક્રાંતિવીર પંડિત .....
અહિંસા અસહકાર ને હિંસાનાં, ભણાવ્યાં છે સર્વપ્રથમ પાઠ તમામ.
ગાંધીજીતો બન્યાં છે એનાં, માત્ર એક અનુગામિ સમાન.
પ્રણામ પ્રણામ હો પ્રણામ.....
ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં, એનો જોટો નથી કોઈ સમાન.
ભારતનાં સ્વાતંત્ર્ય ઈતિહાસમાં, અમર રહેશે શ્યામજીનું નામ.
હે ક્રાંતિવીર પંડિત .....
ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં, એનો જોટો નથી કોઈ સમાન.
ભારતનાં સ્વાતંત્ર્ય ઈતિહાસમાં, અમર રહેશે શ્યામજીનું નામ.
પ્રણામ પ્રણામ હો પ્રણામ.....
હે ભાનુશાળી કચ્છી ભડવીરને, હો કોટી કોટી સાદર પ્રણામ
હે માં ભારતનાં એ સુપુત્રને, હો કોટી કોટી વંદન નમસ્કાર.
હે ક્રાંતિવીર પંડિત .....

## અર્પો શ્યામજી કૃષ્ણવર્માને સન્માન.....

અર્પો અર્પો હે ભારતવાસીઓ, અર્પો શ્યામજી કૃષ્ણવર્માને સન્માન.
વીરચક્રથી ભારતરત્નથી, કરો હવે તો પંડિત શ્યામજીનું બહુમાન.
માં ભારતને સ્વતંત્ર કરવાં કાજે, એમણે અર્પ્યાં છે અમુલ્ય પ્રાણ.
માં ભારતનાં એ કચ્છી ગુજરાતી સપૂતે, દિધાં છે અનેક બલિદાન.
ગાંધીજી કરતાં વીશવર્ષ પહેલાં એણે, ખેલ્યાં લંડનમાં સ્વતંત્ર્યનાં સંગ્રામ.
શત્રુઓની રાજધાનીમાં રહીને એણે, કર્યાં છે મહા શુરવીરનાં ઘણાં કામ.
માં ભારતનો એ કચ્છી વિરલો, ઝઝુમ્યો યુરોપમાં કરવાં મહાસંગ્રામ.
તન મન ધન સર્વ અર્પણ કરીને, ગાયાં માતા ભારતનાં મુક્તિગાન.
સંપૂર્ણ સ્વરાજ્યની પ્રથમ માંગ કરીને, કર્યાં અંગ્રેજોનાં દેશનિકાલનાં એલાન.
શાંતિથી સ્વતંત્રતા આપવા એણે, ચેતવ્યાં અંગ્રેજોને સખત શબ્દોમાં તત્કાળ
ભારતનાં સર્વ સ્વાતંત્ર્ય સેનાનીઓમાં, સર્વોત્તમ છે શ્યામજીનાં બલિદાન.
હિંસા-અહિંસાનાં પાઠો શીખવીને, અસહકારઆંદોલનનાં કર્યાં એલાન.
ગરવી ગુર્જરનો ગૌરવવંતો વિરલો,ગાંધીજીનાં અતિ અગ્રજ સમાન.
માં ભારતનો એ ભડવીર ભાયડો, પ્રથમ ગુજરાતી વીર છે એ જાણ,
સાવરકર રાણા અને મેડમ કામાને, દિક્ષા આપી કરવાં સ્વાતંત્ર્યસંગ્રામ.
મદન, ભગત,હરદયાલ જેવાં અન્યોને, પ્રેર્યાં  ખેલવાં સશસ્ત્રનાં સંગ્રામ.
કલમ શસ્ત્રનાં તીક્ષ્ણ બાણોથી એણે, હણ્યાં અંગ્રેજોનાં ગૌરવ અભિમાન.
કલમની ખડગ ખેંચીને લડ્યાં એ, માં ભારતનાં એ મહાશુરવીર સંતાન..
અસ્ત્રોશસ્ત્રોને છુપાં ભારત મોકલાવ્યાં, કાઢવાં અંગ્રેજોનાં કચ્ચરઘાણ.
મરતાં દમ સુધી લડતાં રહ્યાં એ, માતૃભૂમિની સંપૂર્ણ સ્વતંત્રતાને કાજ.
ગુજરાત- મહારાષ્ટ્રની સુવર્ણ જયંતિ ટાણે, અપાવો શ્યામજીને રાષ્ટ્રસન્માન.
મુંબઈરાજ્યનાં એ ગુજરાતી મુંબઈકરને, અપાવો મહા મહારથીના બહુમાન
ભારતનાં ભૂલાયેલાં એ ક્રાંતિગુરુને, હવે તો કરો મરણપર્યંત વિશેષ સત્કાર
માં ભારતનાં એ મહાન સપુત્રને, હવે તો કરો તેમે સુપ્રસિદ્ધ વિશ્વવિખ્યાત .
ક્રાંતિતીર્થનાં ભવ્ય ઉદઘાટન ટાણે, ગાઓ સૌ વન્દે માતરમનાં શુભગાન.
જય હો જય હો શ્યામજી  કૃષ્ણવર્માની, જય હો માતૃભૂમિ ભારત માત.








## दे दी हमें स्वतंत्रता.....

दे दी हमें स्वतंत्रता, क्रांतिकारी युद्धके साथ ।
गुजरातके महावीर तुने, कर दिया कमाल ।
विश्वमें जलती रही, सशस्त्रक्रांतिकी मशाल ।
महाराष्ट्रके क्रांतिवीर तुने, कर दिया कमाल ।
दे दी हमें स्वतंत्रता....
शत्रुकी राजधानीमे, जलाई क्रांतिकी मशाल ।
लंडनमें रहके लडी तुने, स्वातंत्र्यकी लडाई ।
विद्यार्थीओंको शिक्षा दी, करने शस्त्रसे लडाई ।
शत्रुओंके स्वदेशमें तुने, मचाया हाहाकार ।
अंग्रेजोंकी करदी तुने, हर दिन नींद हराम ।
करसनजीके सुपुत्र तुने, कर दिया कमाल ।
दे दी हमें स्वतंत्रता....
हर हर महा..देव हर शिव नाम...
तेरी कलमकी धारसे, किया अंग्रेजोंपे प्रहार ।
समाचार मुखपत्रसे, किया स्वातंत्र्यका प्रचार ।
ईन्डियन सोसियोलोजीस्टने, मचाया हाहाकार ।
भारत भवनमे तुने, कीये संगठीत नौजवान ।
गांधीसे दोदशक पहले, जलाई स्वराज्यकी मशाल ।
मां भारतके पनोते पुत्रने, कर दिया कमाल ।
दे दी हमें स्वतंत्रता....
हर हर महादेव हर शिव नाम...
तेरी सिंह गर्जनासे, हर क्रांतिकारी चल पडे ।
विद्यार्थी चल पडे थे, व्यापारी भी चल पडे ।
गुजराती और बंगाली, पंजाबी भी चल पडे ।
बिहारी और मद्रासी, हर भारतीय चल पडे ।
क्रांति ज्वाला जलाने, देदी जीवनकी आहूति ।
क्रांतिवीर पंडित श्यामजी तुने, कर दीया कमाल ।
दे दी हमें स्वतंत्रता....
हर हर महादेव हर शिव नाम...
मनमें प्रतिशोध ज्वाला, वन्देमातरमकी माला ।
लंडनमें वो घुमता था, जपते मातृभूमि माला।
कृर आतंकी अंग्रेजोंको, आतंकसे शबक शिखाने ।
वायलीकी हत्या रचाके, बलीवेदीपे आहुति चढाई ।

शत्रुओंके शीनेपे बैठके, तुने शुरवीरता जो दिखाई ।
महाराष्ट्रके महावीर तुने, कर दिया कमाल ।
दे दी हमें स्वतंत्रता....
हर हर महादेव हर शिव नाम...
बंदुकबारुद भारत भेजके, सशस्त्रक्रांति ज्वाला फैलाई ।
क्रांतिके ज्वालामुखीसे तुने, ब्रिटीशसत्ताको हिलाई ।
भगतसिंग जैसे अनेक वीरोंने, तुझसे ही प्रेरणा पायी ।
मां भारतकी बलीवेदी पे, वीरोंने बलीदानी भी चढाई ।
परदेशमें भी बैठके तुने, शत्रुओंकी नींव हिलाई ।
क्रांतिवीर कृष्णवर्माजी तुने , कर दीया कमाल ।
दे दी हमें स्वतंत्रता....
हर हर महादेव हर शिव नाम...
भारत स्वतंत्र करने तुने, कडी महेनत जो उठाई ।
मातृभूमिसे दूर रहके तुने, बडी यातना भी उठाई ।
गांधी जवाहर जैसे नेताने, कभी ऐसी यातना न पाई ।
मां भारतके चरणोंमें तुने, सर्वस्व अर्पण जो कर दिया ।
अपने सारे जीवनका तुने, महाबलिदान जो दे दिया ।
महाराष्ट्रके महावीर तुने, कर दिया कमाल ।
दे दी हमें स्वतंत्रता....
हर हर महादेव हर शिव नाम...
स्वतंत्रता पर्यंत तुझे, कोई मान पद नहि मिला ।
तेरा कसुर यही था कि, तु एक क्रांतिकारी था ।
कोंग्रेसकी राजनीतिका तु, सहयोगी कभी न था ।
ईसीलिये तेरी अस्थीको, भारत लाया नहिं गया ।
तेरी देशभक्तिके कार्यको, कभी पढाया नहि गया ।
मरते दम तक तु तो, देशसेवा ही करता रहा ।
गुजरातके महावीर तुने, कर दिया कमाल ।
दे दी हमें स्वतंत्रता....
हर हर महादेव हर शिव नाम...
क्रांतिकारीजनोने तुम्हें, दिया हैं सदा सन्मान ।
एक दिन हमें तुम्हें, दिलायेंगे राष्ट्रका बहुमान ।
पढाये प्रथम पाठ तुने, मां भारतके स्वराज्य के ।
तुमने ही तो बताये, अहिसा और हिंसाके मार्गको ।
जब तक रहेगी ईस जगमें, मां भारतकी ये धरा ।
बुलंद सदा करती रहेगी, तेरे क्रांतिवादकी गाथा ।
मां भारतके महावीर तुने, कर दिया कमाल ।
दे दी हमें स्वतंत्रता....हर हर महादेव हर शिव नाम...

**પ્રણામ.... પ્રણામ... પ્રણામ.....**

પ્રણામ.... પ્રણામ... પ્રણામ, હર ક્રાંતિવીરોને હો કોટી પ્રણામ.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ, હર હુતાત્માઓને હો લાખો પ્રણામ.
માં ભારતની સ્વતંત્રતા કાજે, લાખોએ અર્પ્યાં છે પોતાનાં પ્રાણ.
રાષ્ટ્રભક્તિની બલીવેદી પર, ચઢાવ્યાં છે આત્મા કેરાં બલીદાન.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ....
હસતાં હસતાં શૂળીએ ચઢીને, ગાયાં છે વંદેમાતરમનાં શુભગાન.
માં ભારતની જય હો કહેતાં કહેતાં, છોડ્યાં છે પોતાનાં અંતિમપ્રાણ.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ.....
પંડિત શ્યામજી, મંચેરશાહને, સરદાર સિંહ રાણાજીને હો પ્રણામ.
વીર સાવરકર, ઐયર, હરદયાલને, વિરેન્દ્ર બાબુજીને હો પ્રણામ.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ.....
ભગતસિંઘ,ચન્દ્રશેખર, રાજગુરુને, રામપ્રસાદ બિસ્મિલને હો પ્રણામ.
ફડકે, કન્હરે, બાળગંગાધર તીળકને, ચાફેકર બંધુઓને હો પ્રણામ.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ.....
નેતા સુભાષ શચિન્દ્ર રાસબિહારીને, અરવિંદ ઘોષને  હો પ્રણામ.
જ્વાલાસિંઘ, ગુરુદત્ત, ઉધમસિંઘને, મદન ધિંગરાજીને હો પ્રણામ.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ.....
સોહનલાલ, મતીલાલ, બરીન ઘોષને , બાઘા જતીનને હો પ્રણામ.
પિલ્લાઈ, ભારતી, તરકનાથ દાસને, ખુદીરામ બોઝને હો પ્રણામ.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ.....
લક્ષ્મી, શાંતિદેવી, સરલા પ્રતિલતાને, દુર્ગા ભાભી હો જો પ્રણામ
મેડમ ભીખાઈજી કામાને ,ભાનુમતી કૃષ્ણવર્માને હો પ્રણામ.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ.....
ભારતમાતાની મુક્તિ કાજે, લાખો નરનારીઓએ ખોયાં છે પ્રાણ,
નામી અનામી સર્વ હુતાત્માઓને, અમારાં કોટી કોટી હો પ્રાણામ.
પ્રણામ.... પ્રણામ... પ્રણામ.....

## શ્રદ્ધાંજલિ....

ઓ શ્યામજી તમને અમે, ભાવે ભરી કરીએ નમન
શ્રદ્ધાંજલિ અમ પ્રેમપુષ્પની, સ્વિકારજો તમે હર જનમ.
.......... ઓ શ્યામજી તમને અમે
તામારી અજોડ રાષ્ટ્રભક્તિની, સરખામણી કદી થાય નાં.
તામારાં અમુલ્ય બલિદાનની , કિંમત કદી ચુકવાય નાં.
.......... ઓ શ્યામજી તમને અમે
તમને કહું રાષ્ટ્રપિતામહ, કે પછી કહું સ્વાતંત્ર્ય સેનાપતિ.
હર કોઇ પદવી અસમર્થ છે દીપાવવાં તુજ શૂરવીર નામને.
.......... ઓ શ્યામજી તમને અમે
કરતાં પ્રશંસા તુજ નામની, મુજ કલમ પણ થાકી જાય છે .
કહેતાં કથની તુજ રાષ્ટ્રપ્રેમની મુજ મુખ પણ શ્રમિત થાય છે.
.......... ઓ શ્યામજી તમને અમે
શોધું છું અર્પવાં એ પુષ્પને, સ્વતંત્ર ભારતનાં હર ઉદ્યાનમાં.
જે સદા સર્વદા સુગંધીત રહે, ને, ક્યારેય પણ કરમાય નાં.
.......... ઓ શ્યામજી તમને અમે



**વંદે.....શ્યામજી....**

વંદે...એ...એ.....શ્યા....મજી, વંદે એ...એ .....શ્યા....મજી.

વંદે શ્યામજી, વંદે શ્યામજી, વંદે.....શ્યા....મજી....[૨]

સંસ્કૃતજ્ઞ તમે પંડિત શ્યામજી, આર્યધર્મજ્ઞ તમે પંડિત શ્યામજી.

લેટીનજ્ઞ તમે પંડિત શ્યામજી, ન્યાયશાસ્ત્રી તમે પંડિત શ્યામજી.

વંદે.....શ્યા....મજી, વંદે.....શ્યા....મજી.......

ગૌરવવંતા ગુજરાતી તમે શ્યામજી, કચ્છી માડુ પંડિત શ્યામજી,

કટ્ટર આર્યસમાજી તમે શ્યામજી, ધર્મ પ્રચારક પંડિત શ્યામજી.

વંદે.....શ્યા....મજી, વંદે.....શ્યા....મજી.......

કટ્ટર રાષ્ટ્રભક્ત તમે શ્યામજી, મહાન ક્રાંતિગુરુ તમે શ્યામજી.

લંડનને ભડકાવ્યું તમે શ્યામજી, મહાક્રાંતિ સર્જીને તમે શ્યામજી.

વંદે.....શ્યા....મજી, વંદે .....શ્યા....મજી.......

અહિંસાનાં પ્રણેતા તમે શ્યામજી, અસહકારનાં અનુગ્રહી શ્યામજી,

શાંતિનાં પ્રવર્તક તમે શ્યામજી, સશત્રક્રાંતિનાં પ્રેરક તમે શ્યામજી.

વંદે.....શ્યા....મજી, વંદે.....શ્યા....મજી.......

સ્વતંત્રતાનાં અગ્રજ તમે શ્યામજી,

ગાંધીજીનાં પ્રેરણાદાતા શ્યામજી, ગાંધી બન્યા અનુગામી શ્યામજી,

સ્વરાજ્ય શબ્દનાં પ્રેરક શ્યામજી, સ્વતંત્રતાનાં દિર્ઘદ્રષ્ટા શ્યામજી

વંદે.....શ્યા....મજી, વંદે.....શ્યા....મજી.......

બ્રિટીશસત્તાનાં શત્રુ શ્યામજી, સામ્રાજ્યવાદનાં વિરોધી શ્યામજી.

સ્વતંત્રતાનાં પુજારી તમે શ્યામજી, માંભારતનાં સપૂત તમે શ્યામજી.

વંદે.....શ્યા....મજી, વંદે.....શ્યા....મજી.......

માતૃભૂમિનાં બલીદાની શ્યામજી, જીવન સમર્પિત કર્યું તમે શ્યામજી.

અમર રહે સદા તમારું નામજી, જય હો શ્યામજી કૃષ્ણવર્મા નામજી.

વંદે.....શ્યા....મજી, વંદે.....શ્યા....મજી.......



Hall of honour where the memorial plaque of Pandit Shyamaji Krishnavarma is erected



Rare collection of Pandit Shyamaji Krishnavarma's Sanskrit and other books donated to Cite Universitaire, Paris with the book chest. The name was carved on top of the chest



# સ્વતંત્રતાનાં સર્વોચ્ચ સેનાની

સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની, શ્રી શ્યામજીને કરો સૌ પ્રણામ.
માં ભારતનાં ભાગ્યશાળી ભડવીરને, અર્પો તમે સર્વોત્તમ સન્માન,
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ સેનાની
માતૃભૂમિને સ્વતંત્ર કરવાને, એણે લંડનમાં ઉઠાવ્યાં અભિયાન.
શત્રુઓનાં દેશમાં સ્વયં રહીને,એણે શત્રુઓને કરી લલકાર.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
રાષ્ટ્રભક્તિનાં રંગમાં રંગાઈને, એણે કર્યાં તન મન ધનનાં દાન.
માં ભારતની સેવા કરવાને, બની ગયાં એ રાષ્ટ્રપ્રેમી મહાન.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
સંપુર્ણ સ્વરાજ્યની માંગણી કરીને, અંગ્રેજોની કરી નિંદ હરામ.
ધ્રુજાવ્યું બ્રિટીશ સામ્રાજ્યને એણે, કરીને વંદે માતરમ્ નો મહાનાદ.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
ગાંધીજીનાં  વીશ વર્ષ પહેલાં એણે, ગાયાં અહિંસા અસહકારના ગાન.
જેને પછી ગાંધીજીએ અનુસરીને, આરંભ્યાં સત્યાગ્રહનાં અભિયાન.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
કલમકટારનાં મહાશસ્ત્રથી એણે, ખોલ્યાં વિશ્વજન મતનાં દ્વાર.
સશસ્ત્ર ક્રાંતિ કરવાને એણે, પ્રેર્યાં લાખોં ભારતીયોનાં ધ્યાન.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
મેડમ કામા અને બેરિસ્ટર રાણાને, શીખવ્યાં દેશભક્તિને દિક્ષાના પાઠ.
સાવકર,મદન,આચાર્ય, હરદયાળને, પ્રેર્યાં અર્પવાં માં ભારતને પ્રાણ.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
ભારતનાં ભાવી ક્રાંતિકારી વીરોને, એણે પહોંચાડ્યાં શસ્ત્રોનાં સરંજામ.
ભડકાવ્યું સર્વત્ર ભારતને એણે, નષ્ટ કરવાં નિર્દય બ્રિટીશરોનાં રાજ.

....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
હિંસા અહિંસાના નીતિ નિયમોને, ધર્મયુદ્ધમાં ગણાવ્યાં એણે સર્વસમાન..
કોઇપણ ભોગે સ્વતંત્રતા હાંસલ કરવાને, પહોંચાડ્યાં વિશ્વમાં એણે સંદેશ.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
દેશવટો ભોગવ્યો જીવનભર એણે, તોડ્વા બ્રિટીશ સામ્રાજ્યની લગામ.
માંભારતને સ્વતંત્ર કરવાને કાજે, ખેલતાં રહ્યાં જીવનભર સંગ્રામ.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
કલમનાં મહા શસ્ત્ર વડે જેણે, ઉત્તેજિત કર્યાં કરોડોનાં સ્વાભિમાન.
કરો કોટી કોટી વંદન એ મહારથીને,જેણે અર્પ્યું મૃત્યુ પર્યંત બલિદાન.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની
સ્વાતંત્ર્ય મહા ભારતનાં એતો, છે શ્રી કૃષ્ણ, અર્જુન અને પિતામહ.
કરો લાખ્ખો નમન ભારતીઓ, જેનાં પ્રયાસોથી થઈ મુકત ભારતમાત.
....સ્વતંત્રતાનાં સર્વોચ્ચ ક્રાંતિસેનાની

क्रांतिवीर पंडित श्यामजी कृष्णवर्माजीके
१५८वीं जन्म जयंति पर
हार्दिक स्मरणांजली
लिः हेमंतकुमार ग. पाध्या
इंग्लंड
http://e-voice.org.uk/hinduswatantryavir/



## પ્રણામ.... પ્રણામ.... પ્રણામ...,

પ્રણામ.... પ્રણામ.... પ્રણામ..., પંડિત શ્યામજીને હો પ્રણામ, [૨]

ભારતનાં પ્રથમ સ્વાતંત્ર્યસેનાની, પંડિત શ્યામજીને હો પ્રણામ,

કચ્છ ગુજરાતનાં પ્રથમ પનોતાપુત્ર, ભાનુશાલી સપૂતને પ્રણામ,

ક્રાંતિગુરુ ક્રાંતિવીરોનાં સર્જનહારને, શ્રી કૃષ્ણવર્માજીને હો પ્રણામ.

માતૃભૂમિની સદા સ્વતંત્રતા ઝંખનારાં, મહાદેશભક્તને હો પ્રણામ.

આર્યધર્મની મહાનગાથાને ગાનારાં, વિદ્વાન પંડિતને હો પ્રણામ.

આર્યધર્મની જ્યોતને ફેલાવનારાં, દયાનંદજીનાં શિષ્યને પ્રણામ.

વિશ્વમાં સંસ્કૃતનાં ગુણ ગાનારાં, ઓક્ષફર્ડના પ્રાધ્યાપકને પ્રણામ.

બ્રિટીશ સામ્રાજ્યને પડકારનારાં, ભારતનાં ભડવીરને હો પ્રણામ.

સામ્રાજ્યવાદનાં કટ્ટર શત્રુ કહેવાતાં, નીડર મહાયોદ્ધાને હો પ્રણામ.

શાંતિ અહિંસાનાં સર્વપ્રથમ પ્રણેતા, શાંતિદૂત શ્યામજીને હો પ્રણામ.

અસહકાર આંદોલનનાં પ્રેરણાદાતા, રાષ્ટ્ર પિતામહને  લાખો પ્રણામ.



Shri Hemant Padhya presenting the Pandit Shyamaji Krishnavarma Silver medal for excellence to Dr Kiyokazu Okita

# હે ક્રાંતિવીર પંડિત શ્યામજીને.....

હે ક્રાંતિવીર પંડિત શ્યામજીને, લાખ લાખ હો પ્રણામ.
સુવર્ણ અક્ષરે હવેતો લખો, એમનું  મહા શુભ નામ.
હે ક્રાંતિવીર પંડિત .....
માં ભારતના પુનિત પુત્રએ, ખેલ્યાં સ્વાતંત્રતાનાં સંગ્રામ.
ગુજરાતનાં સર્વપ્રથમ એ, સ્વાતંત્ર્યવીર છે પંડિત શ્યામ.
હે ક્રાંતિવીર પંડિત .....
સંસ્કૃત ભાષાનાં એતો, હતાં જગમાં મહાવિદ્વાન.
ઓક્સફર્ડ યુનિવર્સીટીમાં જઈને,એણે તો દિપાવ્યું નામ.
હે ક્રાંતિવીર પંડિત .....
લંડનમાં રહીને એણે, કર્યાં મહાક્રાંતિકારીનાં કામ.
અનેક ક્રાંતિકારીઓનાં, એણે કર્યાં છે નવ નિર્માણ,
હે ક્રાંતિવીર પંડિત .....
બ્રિટીશ સામ્રાજ્યને ઉખેડવાંને, આરંભ્યા એણે કામ.
હાકલ કરી એણે વિશ્વમાં, સંપૂર્ણ સ્વરાજને કાજ.
હે ક્રાંતિવીર પંડિત .....
માં ભારતને સ્વતંત્ર કરવાંને, દીધાં એણે તન મન ધનનાં દાન.
માતૃભૂમિનાં સ્વાતંત્ર્ય યજ્ઞમાં, શ્યામે હોમ્યાં છે સ્વયંનાં પ્રાણ.
હે ક્રાંતિવીર પંડિત .....
અહિંસા અસહકાર ને હિંસાનાં, ભણાવ્યાં છે સર્વપ્રથમ પાઠ તમામ.
ગાંધીજીતો બન્યાં છે એનાં, માત્ર એક અનુગામિ સમાન.
હે ક્રાંતિવીર પંડિત .....
ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં, એનો જોટો નથી કોઈ સમાન.
ભારતનાં સ્વાતંત્ર્ય ઈતિહાસમાં, અમર રહેશે શ્યામજીનું નામ.

હે ક્રાંતિવીર પંડિત .....

હે ભાનુશાળી કચ્છી ભડવીરને હો, કોટીકોટી આદર સહ પ્રણામ

હે માં ભારતનાં એ સુપુત્રને હો, કોટી કોટી વંદન ને નમસ્કાર.



# વંદન કરીએ હો શ્યામજી

વંદન કરીએ હો શ્યામજી, તમને શીશ અમે નમાવી.

વંદન કરીએ હો શ્યામજી. તમને બન્ને કર અમે જોડી.  ........

માં ભારતનાં મહાન સપુતને, ક્રાંતિવીરોનાં એ ગુરુવરને,

સંસ્કૃત ભાષાનાં એ પંડિતને, દયાનંદજીનાં એ પટ્ટ શીષ્યને.

જ્ઞાનવિદ્યાનાં એ વીરદાતાને, ક્રાંતિકારીઓનાં એ સર્જનહારને.

માતૃભૂમિનાં સ્વાતંત્ર્યત્ર્યસેનાનીને, ભારતનાં કીર્તિવાન પુત્રને.

બ્રિટીશ સામ્રાજ્યનાં કટ્ટર શત્રુને, ‘સ્વરાજ્ય’નાં એ ઉદઘોષકને.

સંસ્કૃતનાં એ પ્રચંડ પ્રચારક્ને, બારતીય સંસ્કૃતિનાં સંવર્ધક્ને.

શાંતિ મંત્રણાનાં પ્રથમ પ્રેરકને, સામ્રાજ્યવાદનાં કટ્ટર શત્રુને.

હિંસા-અહિંસાનાં પૂજારીજીને, અસહકારી ચળવળનાં પ્રણેતાને.

રજવાડિ રાજ્યોનાં દિવાનને,  હોમરૂલનાં સંસ્થાપક શ્યામને,

ધર્મશાસ્ત્રોનાં નિપૂણ શ્યામને, સમાજશાસ્ત્રનાં વિદ્વાન શ્યામને.

માં ભારતનાં હર બલીદાનીને, નામી-અનામી હર હુતાત્માને.

પંડિત શ્યામજી કૃષ્ણવર્માને, ભારત મુક્તિનાં હર ક્રાંતિવીરને..

............ વંદન કરીએ હો શ્યામજી, તમને શીશ અમે નમાવી

## ઓ મારાં ભારતનાં લોકો

વંદે માતરમ, વંદે માતરમ....(૨)

વંદે... માં...તરમ, વંદે માતરમ....(૨)

ઓ... માં... ઓ... માં... ઓ ... માં...

ઓ..... ઓ... ઓ... ઓ...  ઓ...

ઓ મારાં ભારતનાં લોકો,

તમે ગગનગુંજ ગુંજાવો

આ શુભમંગળ દિન છે બધાનો

લહેરાવો ભગવો ધ્વજ ન્યારો

ભલશો નહિ કદી એ પરદેશી

જેમણે કર્યું સર્વસ્વ સમર્પણ

જરા સ્મરણ એમનું પણ કરીલ્યો

જેઓ સ્વધરે નથી પાછાં આવ્યાં.....

ઓ મારાં રાષ્ટ્રનાં સપુતો

જરા સ્મરણકરો બલીદાની

જે હુતાત્મા થયાં છે એમની

હોમરુલ સંસ્થાને શ્યામે બનાવી

‘ઈન્ડિયા હાઉસ છાત્રાલય પણ બનાવ્યું

યુવા ક્રાંતિકારીઓનું નવસર્જન કરીને

લંડનમાં ક્રાંતિકારી ચળવળ ચલાવી

બોમ્બ,બંદુક ગોળી ભારત મોકલાવી

ક્રૂર અંગ્રેજોની હત્યા પણ કરાવી

ગાંધીજી કરતાં પણ પ્રથમ પહેલાં

સ્વતંત્રાની જ્યોત પરદેશોમાં પ્રગટાવી

ઓ મારાં રાષ્ટ્રનાં સપુતો

જરા સ્મરણકરો બલીદાની

જ્યારે લાખો ક્રાંતિવીરોં એ

પ્રાણોની બલીવેદી ચઢાવી

પરદેશોમાં પણ દુઃખો સહીને

ક્રાંતિની જ્વલંત જ્યોત પ્રગટાવી

ભુલશો નહિ એ સ્વાતંત્ર્યવીરોંને

જેમણે તમને સ્વતંત્રતા અપાવી....(૨)

જે હુતાત્મા થયાં છે એમની

તમે યાદ રાખો બલીદાની......

ક્રાંતિગુરુ પંડિત શ્યામજીની

ભાનુમતિજી કૃષ્ણવર્માજીની

રાણા, કામાને ગોદરેજજીની

વીર સાવરકરને ધીંગરાજીની

હરદયાલને આચાર્યજીની

ઐયરજીને વિરેન્દ્ર ચટ્ટોજીની

લંડનમાં બધાં સ્થાયી થઈને

સ્વતંત્રતાની જ્યોતી પ્રગટાવી

બ્રિટીશ સામ્રાજ્યની ઉંઘ ઉડાડી

આતંકી અંગ્રેજોની વાટ લગાડી

એ લોકો હતાં ક્રાંતિકારી

શું લોકો હતા સ્વદેશાભિમાની.....

જે હુતાત્મા થયાં છે એમની

તમે યાદ રાખો બલીદાની......

સુભાષચંદ્ર બોઝ અને રાસબિહારી,

સોહનસિંઘ ને તરકનાથ દાસજી

શ્રી દત્તા , પીલ્લાઈને  ચક્રવર્તિ

બાઘા જતિન ને શ્રી અરવિંદો

ભગતસિંઘ, રાજગુરુને સુખદેવજી

નામી અનામી બીજાં ક્રાંતિકારી.

જેણે વિશ્વમાં ક્રાંતિજ્વાળા ભડકાવી

હિંસાઅહિંસાવાદી સર્વ સ્વતંત્ર્યસેનાની

ના ભુલશો ભારતનાં આ ભડવીરોને

સદા સ્મરણ રહે એ અણમોલ બલીદાની

આથી કહી તમને આ કહાણી

એ મારાં રાષ્ટ્રનાં સપુતો

આથી કહી તમને આ કહાણી

એ મારાં રાષ્ટ્રનાં સપુતો

જરા સ્મરણકરો બલીદાની

જે હુતાત્મા થયાં છે એમની

તમે યાદ રાખો બલીદાની...

જય હિંદ.. જય હિંદ. જય ક્રાંતીવીરોની.

જય હિંદ.. જય હિંદ. જય માંભારતની



Shri Hemant Padhya presenting a portrait of Pandit Shyamaji Krishnavarma to Dr Sharmila Bhattacharya Ford, a Benefactor & Governor of OCHS

## માં ભારતીનાં એ સુપુત્રને.....

માં ભારતીનાં એ સુપુત્રને, કરીએ અમે શત શત નમન.
પંડિત શ્યામજી કૃષ્ણવર્માને, કરીએ અમે અર્પણ સુમન.
માં ભારતીનાં એ સુપુત્રને.....
પ્રથમ ગુજરાતી દેશભક્તને, ગાંધીજીનાં પૂરોગામી વીરને.
સ્વાતંત્ર્યનાં પ્રપિતામહને, ભારતની સ્વતંત્રતાનાં સેનાનીને.
માં ભારતીનાં એ સુપુત્રને.....
ગરવીગુજરાતનાં એ નાથને, શુરવીર મહારાષ્ટ્રનાં શ્યામને.
ગુજરાતી કચ્છી એ બાળને, મહા વિદ્વાન પંડિત મુંબઈકરને .
માં ભારતીનાં એ સુપુત્રને.....
સ્વાતંત્ર્ય સેનાધિપતિ શ્યામને, ક્રાંતિગુરુવર પંડિત શ્યામને.
આર્યધર્મ પ્રચારક આર્યવીરને, સંસ્કૃતનાં એ મહા વિદ્વાનને.
માં ભારતીનાં એ સુપુત્રને.....
ઈન્ડિયા હાઉસ છાત્રાલયકારને, હોમ રૂલ સંસ્થાનાં સ્થાપક્ને,
ઈન્ડિયન સોસિયોલોજીસ્ટ તંત્રીને, સ્વતંત્ર્યશંખનાદફુંકનારને.
માં ભારતીનાં એ સુપુત્રને.....
બ્રિટીશ સામ્રાજ્યનાં એ શત્રુને, મહાક્રાંતિકારીઓનાં સર્જનહારને.
હિંસા અહિંસાનાં પ્રણેતાવીરને, સ્વરાજ્ય ચળવળનાં સુત્રધારને.
માં ભારતીનાં એ સુપુત્રને.....
મહાકુશળ રજવાડી દિવાનને, ચાલાક મહાપીઢ રાજનીતિજ્ઞને.
પરિવર્તનશીલ સમાજસુધારક્ને, આર્યસમાજનાં ગૌરવગાનને.
માં ભારતીનાં એ સુપુત્રને.....
તન મન ધનનાં બલીદાનીને, માં ભારતીનાં એ પનોતા પુત્રને.
પ્રથમ ગુજરાતી સ્વાતંત્રવીરને, માતૃભુમિને સમર્પિત મહાવીરને
માં ભારતીનાં એ સુપુત્રને.....

## सुनो सुनो ए मेरे भारतके वासी

सुनो सुनो ए मेरे भारतके वासी, भारतकी सत्य स्वतंत्र्य गाथाका गान ।
सिर्फ गांधीजी और नहेरुने ही, दिलायी नहि स्वतंत्रता ये सबकुछ जान ।
गांधीजीसे बहोत पहले ही श्यामजीने, छेडा था स्वतंत्रताका महा संग्राम ।
स्वातंत्र्य संग्रामके के पूरे ईतिहासमें, क्युं छीपा गया श्यामजीका नाम !
भारतके स्वातंत्र्य संग्राममें सर्व प्रथम हैं, पंडित श्यामजीका शुभनाम ।
शांति अहिंसाके पाठ पढानेवाला, अग्रज था कच्छी गुजराती श्यामजी नाम।
अंग्रेजोंके बहिष्कारका समर्थकोमें, पंडित श्यामजीका हैं सर्व प्रथम नाम।
हिंसात्मक आंदोलनके सहयोगी थे, हरबर्ट स्पेन्सर्के बडे चाहक थे श्याम।
अंग्रेजोंके 'सोल्ट टेक्ष'को पडकारा था, पंडित श्यामजीने सर्व प्रथम ये जान।,
असहकार आंदोलनके थे प्रथम प्रणेता, श्यामजी हैं सदा सर्व महान ।
तन मन धन जीवनका किया, पंडित श्यामजीने निःस्वार्थ अनुदान ।
धंधा, वकिलात, दिवानपद छोड्‌कर, अपनाया राष्ट्रभक्तिका सुमार्ग।
मां भारतकी स्वतंत्रताके लीए, दिया श्यामजीने सर्वस्व बलीदान ।
भटकते रहे सदा सारे युरोपमें, लेकर भारतकी स्वंतंत्रताका पैगाम।
कलमकी धारसे पंडित श्यामजीने, हच मचायी ब्रिटीश सत्ताकी नींव ।
क्रांतिकारीओंके हिंसक हमलोंसे, थरथरा उठे सर्व ब्रिटीशसत्ताधीश ।
जीवन भर भटकते रहे युरोपमें, लेकर स्वतंत्रताकी जलती मशाल।
बुझ गये मां भारतकी सेवामें, देकर अपने जिवनका महाबलीदान ।
सबकुछ समर्पित करदीया श्यामने, माता भारतीके श्री चरण कमल।
मातृभूमिको हर पल झंखते झंखते, हो गये वो वीर बलीदानी अमर ।
डालीथी प्रथम स्वातंत्र्य नींव श्यामने, करने मां भारतको सदा मुक्त।
पर स्वतंत्र भारतके बेशर्म नेताओंने, कि नहि उनके योगदानकी कदर ।
गांधी जवाहरकी जय जय कारसे, भरा पडा हैं पुरा भारतका ईतिहास।
भारतके स्वातंत्र्य ईतिहासमें, कहिं नहि हैं शुरवीर क्रांतिवीरोंका नाम।
ऊठो जागो भारतके नरनारी, करो पंडित श्यामजीका आदर सन्मान ।
'भारत रत्न' सन्मान दिलाके, करो पंडीत श्यामजीका उचित बहुमान ।

- हेमंतकुमार गजानन पाध्या

## ए मेरे राष्ट्रके... लोगों,

ए मेरे राष्ट्रके... लोगों, जरा नैनमें भरलो आसु !
जो हुतात्मा हुए हैं उनकी, जरा स्मरण करो बलीदानी,
तुम भूल गये क्रांति कहानी, सुनो क्रांतिकारीओंकी कहानी।
जो हुतात्मा हुए हैं उनकी, जरा स्मरण करो बलीदानी
तुम भूल गये हो उनको. जिन्होंने अपने प्राण समर्पे
.तुम याद उन्हें भी करलो.. तुम याद उन्हें भी करलो..ओ,,
जो परदेशसे लौट ना पाये, जो परदेशसे लौट ना पाये..................
ए मां भारतके सपूतों, जरा अश्रु बहादो ग्लानी.
जो हुतात्मा हुए हैं उनकी, जरा स्मरण करो बलीदानी...[२]
पंडित श्यामजी कृष्णवर्माने, स्वातंत्र्यकी आग भडकाई,
राजधानी लंडनमें रहकर, अंग्रेजोंके घरमें घुसकर .
ब्रिटीश सत्ताकी बेंड बजाई......
ईन्डीया हाउस छात्रालय बनाके, ईन्डीयन होमरुल संस्था बनाई.
ईन्डीयन सोसियोलोजिस्ट प्रकाशीत करके, अंग्रेजोंकी नींद उडाई। .......
क्रांतिकी शिक्षा छात्रोंको पढाई, क्रांतिकारीओंकी सेना बनाई,
परदेशमें भी नीडर रहकर, सारे भारतमें क्रांतिज्वाला फैलाई।.........
हिंसा अहिंसाकी नीति अपनाके, सशस्त्र कांतिको सर्वत्र फैलाके,
राष्ट्रभक्तिकी अनोखी लगन लगाई, सारे जगमें हलचल भी मचाई,
अंग्रेजोंकी नींद हराम बनाई ।......
कामा, राणा, चट्टो, गोदरेजने, सहयोगीओंकी भूमिका निभाईगी
सावरकर, ऐयर, और स्वामिने, राष्ट्रभक्तिकी कडी सौगंद खाई ।
वीर मदनलाल धींगराजी ने, सर वायली पर गोली बंदुक चलाई,
गोली बंदुक चलाई............
परदेशमें रहकर पढने वाले, नवयुवा बने कट्टर स्वातंत्र्यवादी,
भटकते रहे सारे युरोपमें, फिरभी उन्होने कभी हार न मानी।
जो हुतात्मा हुए हैं उनकी, जरा स्मरण करो बलीदानी.....
पंडीत श्यामजी कृष्णवर्माजी, मां भारतके बडे महाक्रांतिकारी,

जो थे सर्वप्रथम स्वातंत्र्यसेनानी, गांधीजी तो थे उनके अनुगामी
मत भुलो ये क्रांतिकारीओंको, ईसलीए सुनाई ये कहानी
जो हुतात्मा हुए हैं उनकी. जरा स्मरण करो बलीदानी...........
जय हिन्द... जय हिन्द... जय स्वातंत्र्यसेनानी
जय हिन्द... जय हिन्द... जय क्रांतिवीरोंकी
जय हिन्द... जय हिन्द... जय हिन्द
जय हिन्द... जय हिन्द... जय हिन्द

.. - हेमंतकुमार गजानन पाध्या



## जय हो जय हो जय हो.....

जय हो जय हो जय हो, पंडित श्यामजीजीकी जय हो ।
भारतके ये महान सपुतकी, जय जय जय जय जय हो ।
जय हो जय हो जय हो, पंडित कृष्णवर्माजीकी जय हो ।
भारतके महान क्रांतिकारीकी, जय जय जय जय जय हो ।
जय हो जय हो जय हो.....
मां भारतको स्वतंत्र करने लंदनमें, स्वातंत्र्य ज्योत प्रगटाई ।
गांधीसे दो दशक पहले इंग्लंडमे, स्वातंत्र्य ज्वाला भडकाई ।
जय हो जय हो जय हो.....
अंग्रेजोंकी राजधानीमे रहके, ब्रिटिश महासत्तासे आंख लडाई ।
भारतको स्वतंत्रता दिलाने, ईंग्लंडमें बडी हाहाकार मचाई ।
जय हो जय हो जय हो.....
शत्रुओंके देशमें ही रहके, अंग्रेजोंसे तुमने ही की थी लडाई ।
हिमरूल्की स्थापना करके, स्वराज्य मांगकी गुंज लगाई ।
जय हो जय हो जय हो.....
विद्यार्थीओंको संगठीत करने, भारत भवन छात्रालय बनाई ।
राष्ट्रवादका शिक्षण देकर, क्रांतिकारीओंकी नवसेना बनाई ।
जय हो जय हो जय हो.....
हिंसा अहिंसा शांति क्रांतिकी, सब बात सभीको समझाई ।
बहिष्कार असहकार आंदोनकी, राह इन्होंने प्रथम दीखाई ।
जय हो जय हो जय हो.....
ईन्डियन सोसियोलोजीस्टसे, जगतमें जन जागृति फैलाई ।
बंदूक बारूद भारत भेजके, महाक्रांतिकी अग्नि भडकाई ।
जय हो जय हो जय हो.....
देशभक्तिके रंगमें रंगके, तुमने समर्पणकी जिवन बलीदानी ।
धन्य धन्य हो क्रांतिगुरुको, जीन्होंने हमें स्वतंत्रता दिलवाई ।
जय हो जय हो जय हो.....





## ॐ जय भारत माता....

ॐ जय भारत माता.... मैंया जय वसुंधरा माता...
हिन्दुराष्ट्रकी ज्योति..[२] प्रज्वलीत करो.....
ॐ जय भारत माता....
ॐ जय भारत माता.... मैंया जय वसुंधरा माता...
हिन्दुराष्ट्रके संकट..[२] ततक्षण दूर करो....
ॐ जय भारत माता....
तुम हो दुर्गादेवी तुम हो भवानी मां ...[२]
तुम हो कालीका देवी..[२] तुम नवदुर्गा मां....
ॐ जय भारत माता....
राष्ट्रभक्त हम तेरे... बिनती स्विकारो मां...[२]
द्रढ शक्ति हमें अर्पो..[२] शक्तिदायीनी मां...
ॐ जय भारत माता....
भ्रष्टाचार हटाओ...व्यभिचार मिटाओ मां..[२]
देशद्रोही को भगाओ..[२] हे मेरी भारत मां....
ॐ जय भारत माता....
आतंकवाद मिटाओ.. शांति स्थापो मां...[२]
सुशाशन हमें अर्पो..[२] भ्रष्ठनेता हढाओ मां..
ॐ जय भारत माता....
हिन्दुराष्ट्र बनावो..भगवदध्वज लहराओ मां..[२]
हिन्दुराष्ट्रके सपने.. सावरकरजीके सपने ..
परिपूर्ण करो हे मां...
ॐ जय भारत माता....
हिन्दुहितको रक्षो... हिन्दुत्व बढाओ मां...[२]
हिन्दुभक्ति बढाके....[२ ] हिन्दुराष्ट्र संस्थाप्य मां...
ॐ जय भारत माता....
आर्यधर्मको बढाओ.. हिंदुशक्ति जगादो मां..[२]
क्रांतिवीरोंकी भूमिको. उज्वल करदो मां...
ॐ जय भारत माता....
क्रांतिवीरोंको जगाओ..महाक्रांति लाने मां..[२]
श्यामजी कृष्णवर्माका..[२] राष्ट्रवाद बढाओ हे मां..[२]
ॐ जय भारत माता....
तुम शक्ति महादेवी..तुम हो राष्ट्रकी मां....[२]
हिन्दुराष्टकी जननी... हर हिन्दुकी मां...
ॐ जय भारत माता....


શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યા
પ્રસ્તુત
વિશેષ આવૃત્તિ
DOUBLE ALBUM
સ્વર
શ્રદ્ધાંજલિ
ક્રાંતિગુરુ
પંડિત શ્યામજી કૃષ્ણવર્માને
AUDIO DISC DIGITAL
ગીત -હેમંતકુમાર ગ. પાધ્યા
હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ, યુ.કે.


અસ્થિ અર્પણાગમનની ૧૧મી વર્ષગાંઠ નિમિત્તે
વિશેષ આવૃત્તિ
ગીત : હેમંત પાધ્યા
સ્વર : તેજલ
સંગીત- લોકેશ
સ્વર- અજીત
સ્વર- આકાશ
સ્વર- નીતેશ
(૧) વિવરણ અને દોહે..
(૨) જય.. હો.. જય.. હો..
(૩) હે ભુલા ભાનુશાલીનો..
(૪) ભારતની સ્વતંત્રતા..
(૫) હો પંડિત શ્યામજી..
(૬) ઓ શ્યામજી તમને..
(૭) દે દી હમેં સ્વતંત્રતા..
(૯) ધન્ય ધન્ય હો..
(૧૦) પ્રણામ પ્રણામ..


क्रांतिगुरु पंडित श्यामजी कृष्णवर्मा
VANDE MATARAM • JAY HIND • BHARART MATAKI JAY
1857 - 1930


COMMEMORATION OF 90TH DEATH ANNIVERSARY
PUBLISHED BY HEMANT G PADHYA ON 30th MARCH 2020
MARTYR PANDIT SHYAMAJI KRISHNAVARMA







FIRST SILVER MEDAL WAS AWARDED TO DR GUENZI AT PRIS IN 2006.



DR GERARD FUSMAN RECEIVING SPECIAL AWARD FOR HIS LONG SERVICE,









FIRST SILVER MEDAL WAS AWARDED TO DR KIYOKAZU OKITA, A STUDENT FROM JAPAN AT OCHS, OXFORD UNIVERSITY , IN 2006.



DR SHARMILA BHATTACHARYA FORD, WIFE OF MR ALFRED FORD, OWNER OF FORD MOTORS, RECEIVING THE GIFT OF PANDIT SHYAMAJI'S PORTRAIT.






























